# સૌરાષ્ટ્રના પાળિયાઓ  પ્રા.ડો.પ્રદ્યુમ્ન ભ.ખાચર ,જૂનાગઢ

સૌરાષ્ટ્રએ તો હિંદુસ્તાનનો અને ગુજરાતનો ભાતિગળ અને શૌર્યભર્યો ઈતિહાસ ધરાવતો પ્રદેશ છે,તેનો ઈતિહાસ અને વીરતા ,દાતારી તથા મર્દાનગીનો વાતો ખુટે તેમ નથી.એવા આ વિશિષ્ટ પ્રાંત માટે જે  લોકોએ બલિદાનો આપ્યા હતા કે સારા કાર્યો કર્યા હતા તેમાં તે પશુ હોય કે માનવ હોય તેના સ્મારકો કાઠિયાવાડની કદરદાન જનતાએ ગામડે ગામડે કરેલા છે એવા વ્યકિતત્ત્વો ને જયારે યાદ કરવાનો અવસર આવ્યો છે,કાઠિયાવાડના અનેક સ્થળોએ જે અબોલ પાળિયાઓ ઉભા છે તેને આજે બોલતા કરવાના છે.જેમાંથી આજે અમુક તો ઈતિહાસને પાને જ રહયા છે તો કોઈક હવે ભૂંસાવાની અણી ઉપર છે પણ આપણો અહીં પ્રયત્ન એવો છે કે આપણે કમ સે કમ તેને ઈતિહાસને પાને જાળવી લઈએ તો પણ ઘણું કામ કર્યુ ગણાશે.કાઠિયાવાડમાં તો ગામડે ગામડે પાદરમાં પાળિયા ઓ જોવા મળે છે તે બધા જ કંઈ યુધ્ધમાં માર્યા ગયેલાઓના નથી પણ તેમાંના ઘણા તો સામાન્ય મોતે મરેલાના અને જ્ઞાતિગત રિવાજ મુજબ ઉભા કરાયેલા છે જેને આજની નવી પેઢી બહુ જાણતી નથી, તેથી શરૂઆતમાં જ આ અંગે સ્પષ્ટતા કરી છે.પણ બાકીના જે પાળિયાઓ છે તે ઈતિહાસના આધાર સાધન થઈ પડે તે પ્રકારના મહામૂલા છે.

પાળિયાઓને પાદરના પતિહારી પણ ગણવામાં આવ્યા છે.પાળિયાઓને બિરદાવતા અનેક પ્રકારના ગીતો પણ રચાયા છે.પરંતુ હવે આ પાળિયાઓ વિનાશને આરે આવીને ઉભા છે,તેની ઉપર ઋતુઓ ની અને વાતાવરણની પણ અસર થઈ છે.તેથી તે દિનપ્રતિદીન ભાંગતા અને તુટતા જાય છે અને તેની ઉપરના લખાણ ઝાંખા થતા જાય કે નાશ પામતા જાય છે.ગુજરાતમાં સૌરાષ્ટ્ર અને કચ્છમાં સૌથી વધુ પાળિયાઓ છે અને કચ્છમાં તો દસથી બાર હજાર પાળિયા હોવાનો અંદાજ છે.ગામડાના એક સામાન્ય માણસને તો તે એક પથ્થરથી વિશેષ નથી તેથી ઘણા પાળિયાઓ નાશ પામ્યા છે.આ રીતે કેટલાક બેનમૂન અને ઐતિહાસિક રીતે અગત્યના પાળિયાઓ નાશ પામ્યા છે, જેમકે ચોટીલા અને સૂરજદેવળ પાસે હાથી નો પાળિયો હતો તેને કોઈ ખેડૂતે તોડી ને કામમાં લઈ લીધો અને નાશ પામ્યો. જો હજુ આપણે જાગૃત નહીં બનીએ તો ભવિષ્યના ૨૫ વર્ષમાં ઘણાખરાં પાળિયાઓ નાશ પામી જવા ની ભીતી છે, પછી તો શિક્ષકે પાળિયા વિશે ભણાવવા માટે પાળિયો જોવા વિદ્યાર્થીને સંગ્રહાલયમાં લઈ જવો પડશે.બાકી પાળિયાઓની આજુબાજુ સંસ્કૃતિના તાણાવાણા ગુંથાયેલા જોવા મળે છે. સૌરાષ્ટ્રની શૂરવીરતા ,દાતારી અને રખાવટ પાળિયામાં ઝીલાયેલી જોવા મળે છે.પાળિયાની પૂજા અને સાંચવણ એતો હકીકતે ઈતિહાસની સાંચવણ છે,તે તો શૌર્ય અને શહાદતના પ્રતિકો છે.ક્ષત્રિયનો પાળિયો ઘોડાવાળો અને રબારી ભરવાડનો પાળિયો ઉંટવાળો હોય છે,પણ આ મહત્ત્વનો ભેદ કેટલાક સમજયા નથી.

**પાળિયા શબ્દનો અર્થ.**

પાળિયા માટે અનેક શબ્દો વપરાયેલા જોવા મળે છે. જેમકે યષ્ટિ, લષ્ટિ, ફળો,ફડેલા,સર, પોરસો, ઝુઝાર, લાટ, પાવળિયા, પાવલિયા,પારિયો, પાતરિયા,ચગો,શગો, છગો, નગલિયા,ચગલિયા,ઠેશ્ય ,ખૂંટી,ખૂંટો વગેરે.[૧] પાળિયા શબ્દ મુખ્યત્વે પાળ પાલકના રક્ષકના અર્થમાં વપરાયો છે,પાળને અને પાળિયાને નજીકનો સબંધ છે,પાળની સામે ઝઝુમીને મરનાર તે પાળિયો.મૂળ સંસ્કૃત શબ્દ સ્કંભ, સ્તંભ ઉપરથી આવેલો શબ્દ ખાંભી છે.[૨]

**પાળિયાઓનું સ્થાન**

પાળિયાઓ મોટેભાગે ગામના ઝાંપે કે પાદરમાં આવેલા જોવા મળે છે એવા પાળિયાઓ મોટે ભાગે કોઈ શૂરવીરના નહી પણ સાધારણ મોતે મરેલના જ્ઞાતિ રિવાજ મુજબ ઉભા કરાયેલા હોય છે.દા.ત. ચોબારીના પાળિયાઓ.
સ્મશાનમાં પણ કયારેક પાળિયાઓ જોવા મળે છે તે પણ જ્ઞાતિ રિવાજ મુજબ ઉભા કરાયલા હોય છે. દા.ત.ભડલીના(જિ.ભાવનગર) પાળિયાઓ.
મંદિરના મેદાનમાં લડાઈના મેદાનમાં ઉભા કરેલા પાળિયાઓ મોટેભાગે કોઈ વીર કે શૂરવીરના અને યુધ્ધ કે ધીંગાણાં માં લડીને મરાયેલાના હોય છે,દા.ત. સોમનાથના મંદિર બહાર આવેલ વીર હમીરજી ગોહિલનો પાળિયો,ભૂચરમોરીની લડાઈના મેદાનમાં મંદિર બહાર આવેલ પાળિયાઓ,મૂળી ગામ બહાર થયેલ લડાઈના મેદાનમાં આવેલ પાળિયાઓ.
ઉંચી ટેકરી ઉપર આવેલા પાળિયાઓ,દા.ત.માછરડાની ધાર ઉપર આવેલ બ્રિટીશ સૈનિકોનું સ્મારક કે પછી ચાંચઈ પાણિયાના ડુંગર ઉપર આવેલ જૂનાગઢ જીતી લેનાર દ.શ્રી માણશિયાવાળા અને તેના કૂતરાંની ખાંભી.
કેટલાક પાળિયાઓ તળાવને કિનારે કે નદીને  કિનારે આવેલા છે જેમકે થાનગઢના પાળિયાઓ,તથા બગસરાની સાતલ્લી નદી આવેલો રા,માંડલિક ત્રીજાનો પાળિયો.
આ સિવાય અમુક પાળિયાઓ જંગલમાં આવેલા છે.દા.ત. ગિરના કનડાના ડુંગર ઉપર મહિયાઓના પાળિયાઓ .

**પાળિયાઓના પ્રકાર**

પાળિયાઓ માટે એક રીતે સરખો શબ્દ વપરાય છે પણ તેમાં પણ કેટલાક પ્રકારો[૩] રાખવામાં આવ્યા છે, જેમકે

(૧) શુરાપુરા. જે મોટેભાગે ગામની અંદર જ અને એકાદ ઓરડામાં તેને લાકડાના ફળારૂપે પૂજે છે તો કોઈક વળી  તેના કોઈક પૂર્વજ ની અણઘડ ખાંભીને પણ શુરાપુરારૂપે પૂજે છે.
(૨) પાળિયા
(૩) ઠેસ.
(૪) ખાંભી.
(૫) સૂરધન.

**પાળિયાના અભ્યાસ માટેના સાધનો**

ઈતિહાસના અભ્યાસ માટે સૌપ્રથમ તો સાધનોની જરૂર પડે છે અને એ સાધનોને ખોળી કાઢવા અને તેનો સંચય કરવો એ ઘણું કપરુ અને મહેનત માંગી લેતુ કામ છે,પરંતુ આપણા ઈતિહાસ પ્રેમી પૂર્વજો એ અને વિદ્વાનોએ ભગીરથ પ્રયત્ન કરી ઈતિહાસના સાધનોને એકઠા કરવાનું કામ કર્યુ હતું તે આજે બહુ સારી રીતે ખપમાં આવે છે.કોઈપણ વ્યકિતએ સૌરાષ્ટ્રના પાળિયાઓનો અભ્યાસ કરવા માટે નીચે મુજબના સાધનોને અવશ્ય તપાસવા પડે,જેને મૂળ સંદર્ભગ્રંથો તરીકે ઓળખાવી શકાય.

(૧)  'ઈન્સક્રિપ્શન્સ ઓફ કાઠિયાવાડ' (સંપાદક)શ્રી ડી.બી.ડિસ્કળકર.ઈ.સ.૧૯૪૪.
(૨) 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ–  ૧ થી ૩ (સંપાદક) શ્રી ગિરજાશંકર વ.આચાર્ય.ઈ.સ. ૧૯૩૩,૧૯૩૫,૧૯૪૨.
(૩) 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ –૪ થી ૫ (સંપાદક)શ્રી હરિપ્રસાદ ગં. શાસ્ત્રી.ઈ.સ. ૧૯૭૯,૧૯૮૧.
(૪)' ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ '(સંપાદક) ઓઝા વજેશંકર.ઈ.સ.૧૮૮૫.
(૫) 'દ્વારકાને લગતા ઉત્કીર્ણ લેખો',(સંપાદક) શ્રી મોતીભાઈ પટેલ.ઈ.સ.૧૯૯૫.
(૬) 'ઉર્મિનવરચના'નો  ઈ.સ.૧૯૭૫ ઓકટો,નવેમ્બરનો પાળિયા વિશેષાંક અથવા  'ભાગું તો

ભોમકા લાજે' (સંપાદક) જયમલ્લ પરમાર.ઈ.સ.૧૯૯૪.
(૭) ધર્મસંદેશનો જૂન ૧૯૭૬નો 'પાદરના પાળિયા'વિશેષાંક.

આ સિવાય પણ કેટલાક સામાન્ય સંદર્ભગ્રંથો આ બાબતે ખપ લાગે તેવા છે,તે નીચે મુજબના છે.

(૧) વોટસન મ્યુઝિયમ રાજકોટના અહેવાલ. (જેમાં મ્યુઝિયમના કયુરેટરની પ્રવાસ નોંધ ખૂબ મહત્ત્વ ની છે.)
(૨)' રિર્પોટ ઓન ધ એન્ટીકવીટીઝ ઓફ કચ્છ એન્ડ કાઠિયાવાડ', જેમ્સ બર્જેસ.
(૩) 'કાઠિયાવાડ સર્વસંગ્રહ',વોટસન જે.ડબલ્યુ.(સંશોધિત પુનઃઆવૃત્તિ) પ્રા.ડો.પ્રદ્યુમ્ન ભ.ખાચર.
(૪)'મહાગુજરાતના શિલ્પ સ્થાપત્ય',શ્રી હરિલાલ ગૌદાની.
(૫) 'સૌરાષ્ટ્રના પાળિયા' ઈ.સ.૧૫૦૦ સુધી' ,પ્રા.ડો.વર્ષાબેન જાની.
(૬) 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ', (પ્રાચીનકાળથી ઈ.સ.૧૯૪૮ )શ્રી શંભુપ્રસાદ હ.દેસાઈ.
(૭) 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ' (ઈ.સ.૧૮૦૭ થી ૧૯૪૮)પ્રા.ડો.એસ.વી. જાની.
(૮) 'સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઈતિહાસ'(૪૫ ગામ અને શહેરનો ઈતિહાસ)પ્રા.ડો.પ્રદ્યુમ્ન ભ.ખાચર.

આ સિવાય પણ ગુજરાતમાંથી પ્રગટ થતા કેટલાક સામયિકો જેવા કે શારદા,કુમાર, પથિક,સ્વાધ્યાય, સામિપ્ય વગેરેમાંથી પાળિયાઓ અંગેની માહિતી મળે તેમ છે.

**(૧) મોટા યુધ્ધોમાં મરાયેલ વ્યકિતના પાળિયા.**

સૌરાષ્ટ્ર તો સંત,શુરા અને સતીઓનો પ્રદેશ ગણાય છે,જેમાં સૌરાષ્ટ્રની ધરતી ઉપર અનંતકાળથી અનેક યુધ્ધો લડાતા રહયા છે.પણ આપણી પાસે પાળિયાઓની સૃષ્ટિ તો માત્ર ઈ.સ.ની બીજી સદી થી જ હાથવગી થઈ છે.પણ તેમ છતાં સૌરાષ્ટ્રના કેટલાક મહત્ત્વના યુધ્ધો થયા તેમાં વીરગતિને પામેલાઓના પાળિયાઓ મળે છે. જેમકે સૂરજદેવળની કાઠીઓ અને જામ વચ્ચેની લડાઈ (૧૨મી સદી) તેતર પક્ષીને આશરો આપતા થયેલ લડાઈ (ઈ.સ.૧૧૫૯) કુવાની લડાઈ(ઈ.સ.૧૪૮૬) મીઠોઈની લડાઈ (ઈ.સ.૧૫૫૦)[૪] નગારા વગાડવાની વાતમાંથી લડાઈ (ઈ.સ.૧૫૮૧)ભૂચરમોરી ની લડાઈ (ઈ.સ.૧૫૯૧) ભેટાળીની લડાઈ(ઈ.સ.૧૭૭૮) પાંચપીપળાની લડાઈ(ઈ.સ.૧૭૮૨) ચિતલની લડાઈ (ઈ.સ.૧૭૯૩) ટાણાની લડાઈ (ઈ.સ.૧૭૯૪) ભીમોરાની લડાઈ (ઈ.સ.૧૮૪૦ આસપાસ)બેટની લડાઈ(ઈ.સ.૧૮૫૯)ગરેડની લડાઈ (કાઠિયાવાડનું થર્મોપિલી) માછરડાની લડાઈ (ઈ.સ.૧૮૬૭) કનડાની લડાઈ (ઈ.સ.૧૮૮૩)જોકે કનડાની ઘટના તો લડાઈ કરતા હત્યાંકાંડ કહેવો યોગ્ય છે.

આ લડાઈઓમાં ભૂચરમોરીની લડાઈના કેટલાક પાળિયાઓ એ મેદાનમાં ઉભા છે,જેમાં અજાજી તથા બારહઠ ગોપાળદાસનો પાળિયો ખૂબ જ મહત્ત્વના છે કે જેના ઉપરથી આપણે ભૂચરમોરીની લડાઈ નો દિવસ[૫](સં૧૬૪૭ શ્રાવણ વદી ૮ રવિવાર) નકકી કરી શકયા છીએ. આ સિવાયની લડાઈમાં મરાયેલના પાળિયાઓ એ મેદાનમાં નથી પણ પછીથી અલગ સ્થળે ઉભા કરવામાં આવ્યા છે. ભીમોરામાં નાજા ખાચર અને જસદણના ચેલા ખાચર વચ્ચે લડાઈ થઈ તેમાં મરાયેલાના ઘડયા વગરના અણઘડ નાના સાત પાળિયાઓ ભીમોરાના ગઢની અંદર આવેલા છે.[૬]

જેને સૌરાષ્ટ્રની છેલ્લી લડાઈ ગણવામાં આવે છે તે માછરડાની લડાઈ વાળા સ્થળે ડુંગર ઉપર ૧૧૦ ફુટ ઉંચો એક સ્તંભ ઉભો કરવામાં આવ્યો છે,તેની બન્ને બાજુમાં અંગ્રેજી અને ગુજરાતીમાં લેખ મૂકેલ છે,તે લડાઈમાં જેટલા અધિકારીઓ અને સૈનિકો મરાયા તેનો નામોલ્લેખ છે.

**(૨) ત્રાગા કરીને મરાયેલ વ્યકિતના પાળિયા.**

કાઠિયાવાડની ધરતી ઉપર એક કાળ એવો હતો કે રાજપૂતો અને કાઠી દરબારો અને અન્ય લોકો બ્રાહ્મણ,ચારણ,બારોટ ના વેણને કદી ઉથાપતા નહીં કે તેમને કયારેય પણ દુભવતા નહીં અને હમેંશા તેને માન સન્માન અને આદર આપતા હતા.તેમ છતાં કયારેક આ વર્ગમાંથી કોઈ નિરાશ થતા અને

પોતાની વાત ન સ્વીકારાતા કે પોતાને થયેલ અન્યાયનો બદલો લેવા માટે ત્રાગુ કરતા હતા. ત્રણ પ્રકારના ત્રાગા થયેલ જોવા મળે છે (૧) છોગાળુ ત્રાગુ (૨) ચોકડિયું ત્રાગુ (૩) ડગલિયું ત્રાગુ. ત્રાગામાં વ્યકિત ઝુરીઝુરીને જીવ આપતો,કોઈ વ્યકિત તેલમાં જબોળેલ ડગલો પહેરી તેને સળગાવીને ચાલતો ચાલતો સામેવાળાને ઘેર જતો અને ત્યાં સંપૂર્ણ બળી મરતો અને શ્રાપ દેતો.,કોઈ વ્યકિત કટાર ખાઈને પણ ત્રાગુ કરતા,કોઈ ભૂખ્યા ભૂખ્યા લાંઘી લાંઘીને પ્રાણ આપતા,ચારણ સ્ત્રીઓ પોતાના સ્તનો કાપીને લોહી છાંટતી,.નવાનગરના જામ રાવલે આઈ કામઈને ભાભી કહેતા આઈએ પોતાના સ્તનો કાપી લોહી છાંટયુ અને શ્રાપ આપ્યો હતો કે જા મારો દેહ અગ્નિમાં ભળશે તે ભેગો તારા દેહમાં પણઅગ્નિ લાગશે.[૭] કોઈ નાના બાળકોને પછાડીને મારી નાંખતા,પુરૂષો બાળકોને ભાલાની અણીએ પરોવતા.કોઈ વખતે ત્રાગામાં જેની સામે ત્રાગુ કરવાનું હોય તેના દરબારગઢ સામે આખુ ઘર આવી ને બેસે અને સ્ત્રીઓ નાના બાળકોને કે વાછરુ કે પાડરુ ને પણ ધવડાવે નહી અને એવા સાત ઉપવાસ કરે છતાં સામાવાળો ન માને તો પછી આઠમાં દિવસે વહેલી સવારે બધા નાહીધોઈને ઈષ્ટદેવીનું સ્મરણ કરી ત્રાગુ કરતા.જેની સામે ત્રાગુ થયુ હોય તેવા વ્યકિતનું નિકંદન નીકળી જતુ અને કાયમને માટે તેના વંશવારસ ને એ ત્રાગાનું મહેણું રહેતુ.
ચોટીલામાં દેવાયત ખાચરની સામે કરણા ગોલે તેલીયો ડગલો પહેરીને ત્રાગુ કરેલુ, આજે તેની દેરી આજના એસ.ટી.વર્કશોપની અંદર છે,તેના વિશે દુહો કહેવાય છે કે,

**ચોટીલે ચારણ બળ્યો, (એની) ખાચરને લાગે ખોટ**
**સવના સવાયા વસે, દેવાયતને સર દોષ**[૮]

ચોટીલા સિવાય આણંદપુર,ખોડુ,કવાડિયા,જામનગર,વાંટાવદર,મુંદ્રા,હેબતપુર વગેરે સ્થળે ત્રાગા થયેલા નોંધાયેલ છે

### (૩) કમળપૂજા કરેલ વ્યકિતના પાળિયા.

કમળપૂજા એટલે જે તે વ્યકિત શિવમંદિરમાં જઈ મહાદેવની પૂજા કરે તેમાં સૌપ્રથમ પોતાના હાથ પગ ના નખ ઉતારી ચડાવે,પછી તલવારની મુઠ અને અણીવાળા છેડે મજબૂત દોરી બાંધીને પછી તલવાર ખંભા ઉપર ગળે મૂકીને દોરીને જોરથી જાટકો મારતા તેનું માથુ કપાઈને સીધુ શિવલીંગ ઉપર પડતુ હતુ.આ ઘટનાને કમળ પૂજા કહે છે.
કદાચ સૌપ્રથમ કમળપૂજામાં વીર મોખડાજી ગોહિલ (ઈ.સ.૧૩૪૭)નો ઉલ્લેખ કરવો પડે કે જેમણે લડાઈમાં કેસરિયા કર્યા અને તેનું ઘોઘામાં માથુ પડયુ અને ધડ લડતુ લડતુ છેક ખદડપર સુધી ગયુ હતુ એમ લોકકથા કહે છે.[૯]
બીજો ઉલ્લેખ જેતપુર દ.શ્રી ચાંપરાજવાળા એભલવાળાનો મળે છે,કે જેમણે મુસ્લિમ બાદશાહ કે સુબા સાથેની લડાઈમાં જેતપુરમાં શિવમંદિરે કમળપૂજા ચડાવી (આજે પણ એ સ્થળે શિવમંદિર ઉભુ છે અને શિવલીંગ ઉપર માથુ ચડાવેલ પ્રતિકરૂપે મૂકેલ છે અને એ વિસ્તાર ચાંપરાજબારી તરીકે ઓળખાય છે તથા જોગડા ઢોલીની નાની દેરી સામે છે ) અને લડયા અને લોકકથા મુજબ તેમનું ધડ લડતા લડતા છેક લાઠી સુધી[૧૦] ગયુ અને ત્યાં તેમનો પાળિયો અનુભાઈ કંસારાના ઘરમાં હતો તે જગ્યા વાળા દરબારોએ ખરીદી લીધી છે અને તેમનું સ્મારક કરવા વિચારી રહયા છે.
જૂનાગઢ જિલ્લાના સોંદરડા ગામના અમરસિંહજીએ કમળપૂજા કરી હતી.ફકીરાવાળાએ પણ કમળપૂજા કરી હતી.[૧૧] ઘણા વ્યકિતઓ તો ઘણીવાર પોતે કમળપૂજા કરવાના છે તેની અગાઉથી જાહેરાત કરતા અને જો પોતે યુધ્ધમાં મૃત્યુ પામે તો વાંધો નહી પણ યુધ્ધમાં ઘવાય અને મૃત્યુ દૂર થતુ દેખાય ત્યારે યુધ્ધના મેદાનમાં જ તે વ્યકિત પોતાના લોહીથી ગારાનું શિવલીંગ ત્યાં જ બનાવી તેને માથુ અર્પણ કરતો હતો,આ રીતે અમરેલી જિલ્લાના સનાળી ગામના કાઠી દરબાર રાઠોડ ધાધલે કમળપૂજા આ રીતે કરી હતી.

### (૪) પશુપક્ષીઓના પાળિયા.

દેવભૂમિ કાઠિયાવાડની કદરદાન જનતાએ જેટલો માનવ સાથે પ્રેમ અને નાતો રાખ્યો છે, એટલો જ નાતો પશુપક્ષીઓ સાથે પણ રાખેલ જણાય છે.થાન અને નવા સૂરજદેવળની વચ્ચે હાથીનો પાળિયો હતો,પણ હવે નથી.[12]જૂનાગઢ જિલ્લાના ચુડવા ગામે હાથણીમાતાન મંદિર છે અને હાથીના કદના પથ્થરમાંથી કંડારેલ હાથીની પ્રતિકૃતિએ મંદિરમાં છે.જૂનાગઢ પાસેના ધંધુસરમાં અક મોરની સમાધિ છે અને જેને લોકો મોરલાબાપાના નામે ઓળખે છે.[13] કૂતરાની પણ પાંચ છ ખાંભીઓ મળે છે. તળાજા તાલુકાના સાંખડાસર ગામમાં કૂતરાંની ખાંભી ,કેશોદ પાસે કવદ્રામાં કૂતરીની ખાંભી છે.ઉના પાસે ચિત્રાસર ગામે કૂતરા દેરી,કોડીનારના વડનગર ગામ પાસે કૂતરાં દેરી છે.પોરબંદરમાં અંગ્રેજના વફાદાર કૂતરાંનું સ્મારક છે.આલેચ ડુંગરમાં બોચડીવાવ પાસે બોચિયા કૂતરાનો પાળિયો છે. જૂનાગઢ ના છેલ્લા નવાબ મહાબતખાનજી ત્રીજાના કૂતરાની અનેક કબરો જૂનાગઢમાં હતી,હવે માત્ર નમૂના ની બચી છે.વાંકાનેરના તીથવા ગામે ભરવાડ અને બકરાની ખાંભી છે.

મિયાણીમાં ફકીરના ઘેટાની ખાંભી છે.પોરબંદરમાં એક સાધુએ તેના પ્રિય વાંદરાની ખાંભી ઉભી કરાવી હતી.કેશોદના નાનડિયા ગામે ભેંસની ખાંભી છે.[14]

આ બધા સ્મારકો કે ખાંભીઓ ઉપર કોઈ લેખ કે લખાણ નથી માત્ર પ્રતિકરૂપ ખાંભીઓ છે,પણ સમગ્ર સૌરાષ્ટ્રમાં પશુનો સૌથી વધુ કોઈ બેનમૂન અને વિશિષ્ટ પાળિયો હોય તો તે ચોટીલામાં અંગ્રેજ અધિકારીની ઘોડીનો પાળિયો છે.ચોટીલાના દરબાર ચોમલા ખાચર અને એ અંગ્રેજ અધિકારી ને બન્ને ઘોડીઓ બાબતે હરિફાઈ થઈ કે કોની ઘોડી માતાજીનો ડુંગર ચડી જાય છે,ત્યારે તે હરિફાઈ માં અંગ્રેજની ઘોડી મરી જતા તેનો પાળિયો ડુંગરના પગથિયા આગળ ઉભો કયો છે અને તેના ઉપર અંગ્રેજીમાં તા.૨/૨/૧૮૯૭નો લેખ[15] કોતરેલ છે જેને હવે જાળવી લેવાની ખાસ જરૂર છે.

### (૫) લોકહિતાર્થે પ્રાણ આપેલ વ્યકિતઓના પાળિયા.

સૌરાષ્ટ્રની જનતાએ ગાય,સ્ત્રી અને બ્રાહ્મણને પૂજનીય અને સન્માનનીય માન્યા છે,આ માટે કેટલાય નવ લોહિયા અને આશા ભરેલા યુવાનોએ પોતાના પ્રાણ આપી દીધાના અસંખ્ય દાખલાઓ આ ધરતી ઉપર આલેખાયેલા પડયા છે.

દેશપ્રેમી કે સંસ્કૃતિપ્રેમી માનવોએ લોકહિતાર્થે કે દયા ભાવના કે ફરજના ભાગરૂપે પોતાના પ્રાણની પરવા કરી નહોતી.જેમકે ફૂલકાનો પરમાર મસાહણી લાખાનો દીકરો રાવલ ગામ ભાંગતા વિ.સં ૧૪૭૫માં ગાય અને ગામની રક્ષા માટે મરાયાનો પાળિયો છે.[16]કોડીનાર પાસેના આણંદપુર આગળ સોલકી નાગાજણ ગામની રક્ષા કરતા વિ.સં ૧૪૮૧માં મરાયો હતો.પોરબંદરના મહારાણા ભાણજી ના દીકરા ક્ષેમકરણ બાહ્મણની રક્ષા અર્થે વિ.સં ૧૫૧૯માં મરાયો[17] તેનો પાળિયો આજકની પાસે સીતામાઈની જગ્યામાં છે.ઝાંઝમેરમાં વિ.સં ૧૫૯૩માં કોળી વીજાનો દીકરો વેલો લડાઈમાં મરાણો હતો.રાજુલા ગામ પાસેના વાવેરા ગામના ધાખડા માણઉત નામે કાઠી દરબાર વિ.સ.૧૫૯૪માં ગાયોની રક્ષા અર્થે કામ આવેલ.બગસરા ઘેડમાં વિ.સં ૧૬૦૪ ચૈત્રસુદી ૯ના રવિવારના રોજ સુલતાન મુહમ્મદશાહના રાજયમાં હીબા માલાનો પુત્ર વાઘેલા વાકતા યુધ્ધમાં મરાયો અને તેની પત્નિ અમણા સતી થઈ હતી. મહુવા પાસેના કસાર (કળસાર) ગામમાં વિ.સં ૧૭૮૯માં ચાવડા નાગદાન માલપુરા નાગજીનો દીકરો કોટડામાં મરાયો હતો.

આ સિવાય પણ પશુહિતાર્થે ઘોડી,રોઝ વગેરે માટે મરાયેલાના અનેક પાળિયાઓ અને બનાવો મળે છે

### (૬) સતી થયેલ સ્ત્રીઓના પાળિયા.

સૌરાષ્ટ્રની ધરતી ઉપર દેવી જેવી અનેક નારીઓએ પોતાના પતિની પાછળ સતી થવાનું પસંદ કર્યુ હતું. સતીના પાળિયાઓમાં જમણો હાથ કોણી સુધીનો કંડારેલ હોય છે.જોકે પતિ પાછળ જ સ્ત્રી

સતી થઈ હોય તેવુ નથી,કોઈ કોઈ પોતાના ભાઈ પાછળ કે પુત્રની પાછળ પણ સતીઓ થઈ છે.જેમ કે ભીમોરાના નાજા ખાચરના બહેન અને મૂળીના જોમબાઈ અનુક્રમે ભાઈ અને પુત્રની પાછળ સતી થયેલ છે.કોઈક કુંવારા પણ સતી થયેલ દાખલાઓ પ્રાપ્ય બન્યા છે કે જેમની સગાઈ જ થઈ હોય અને લગ્ન પહેલા પતિ મૃત્યુ પામે તો પણ તેની પાછળ સતી થઈ છે.દા.ત.હળવદના વાઘોજી મહમદ બેગડાની સામે લડતા મરાયા ત્યારે તેમની સગાઈ સોલંકી કુંવરી સાથે થયેલ તે કુંવરીએ હળવદથી વાઘજીની પાઘડી મંગાવીને પાઘડી સાથે સતી થયા હતા.

કદાચ સતીનો સૌથી જૂનો પાળિયો સાવરકુંડલા પાસેના અમૃતવલ ગામેથી  વિ.સ.૧૦૪૨નો બ્રાહ્મણ સ્ત્રીનો પ્રાપ્ત થયો છે.કાઠી દરબારોમાં સૌપ્રથમ સતીનો પાળિયો સાવરકુંડલા પાસેના સૂર્યવડ(આજનુ સુડિયાવડ) નામની જગ્યાએથી વિ.સ.૧૫૯૭નો કોટીલા વિકાની રાણી મોહીબાઈનો મળ્યો છે.[૧૮] વિ.સ.૧૪૦૮માં વંથલીમાં સુત્રધાર ચાહડની દીકરી મડમલા રાજશ્રી રાસીલ પાછળ સતી થઈ હતી. વિ.સ.૧૪૫૮માં પીડારામાં રામદેવની પત્નિ સતી થઈ હોવાનો પાળિયો છે. વિ.સ.૧૪૮૯માં નગીચાણામાં પીઠિયા પટગુલનો પુત્ર સાબરશી મરાયો તેની પત્નિ મહીબાઈ સતી થઈ હતી. વિ.સ. ૧૬૪૧માં ઝાંઝમેરમાં વાજા સુરાના દીકરા ભરમાગ્રહની પત્નિ ગોહિલબાઈ સતી થઈ હતી. સતી પ્રથા ઉપર લોર્ડ વિલિયમ બેન્ટિકે ઈ.સ.૧૮૨૯માં પ્રતિબંધ મૂકયો હોવા છતાં કાઠિયાવાડમાં છુટક છુટક સતી થયાના દાખલાઓ મળી આવે છે.

સૌથી વધુ સતીઓના પાળિયાઓ વઢવાણ,મૂળી અને હળવદમાં જોવા મળે છે.

**(૭) મુસ્લિમોનો ઉલ્લેખ કરતા પાળિયા.**

મુસ્લિમ તો નિરાકારમાં માને છે અને તેઓ કોઈપણ સજીવના આકારને કયાંય પણ કંડારતા નથી કે મૂર્તિ બનાવતા નથી,પણ તેમ છતાં સહિષ્ણુ અને અપવાદરૂપ મુસ્લિમોના પાળિયા મળ્યા છે. જેમકે વ્હોરા મહમદનો પુત્ર ફરીદ સોમનાથ પાટણ ઉપરના મુસ્લિમ ફોજના આક્રમણ વખતે વાજા રાજા બ્રહ્મદાસની ફોજમાં રહીને લડયો હતો અને મરાયો તેનો પાળિયો છે.[૧૯]વઢવાણમાં મુસ્લિમ થાણદારનો ઉલ્લેખ કરતો પાળિયો છે. ઓસા ગામનો વિ.સ.૧૪૩૫ના પાળિયામાં થાણદાર મહામલિક મોહમ્મદ સીદીકનું નામ જોવા મળે છે.એજ રીતે આવા કોઈક પાળિયા મુસ્લિમ આક્રમણ ખોરોની ચડાઈની પણ માહિતી આપે છે,જેમકે વંથલી ઉપર ગુજરાતનો સુલતાન અહમદશાહ ઈ.સ. ૧૪૧૩માં ચડી આવ્યો ત્યારે મુસ્લિમ ફોજ સામે લડતા પાંચ યૌધ્ધાના પાળિયાઓ મળ્યા છે. ગઢડાની ગાયોનું ધણ લાખણકાના ગોવાળિયાઓ હાંકી ગયેલા ત્યારે તેને પાછુ વાળવા જીવા ખાચર ની સાથે વૃધ્ધ એવા સરૂ ડોસા મેમણ પણ જોડાયા હતા અને તે બન્ને ઝપાઝપીમાં લાખણકા ગામમાં કામ આવી જતા[૨૦]બન્નેના પાળિયાઓ ત્યાં ઉભા કરવામાં આવ્યા છે,અહીં આ એક મુસ્લિમનો પાળિયો અગત્યનો ગણાવી શકાય.

**(૮) શંકાસ્પદ પાળિયા.**

કેટલાક પાળિયાઓ શંકાસ્પદ અને તારીખ,સાલ,સવંતની ફેરફાર વાળા રહેલા જોવા મળે છે. જે કદાચ ઘટના બની ગયા પછી લાંબા સમય બાદ પાળિયા ઉભા કરવામાં આવ્યા હોય અથવા સાલ, સવંત,તિથિ ભૂલાઈ ગયા હોય તેમ બનવા જોગ છે,આવા પાળિયાઓને શંકાસ્પદ પાળિયાઓ ગણવા માં આવ્યા છે.

જેમ કે   પ્રભાસપાટણ ખાતે સોમનાથ મહાદેવના પટાંગણમાં આવેલ હમીરજી ગોહિલનો પાળિયા લેખમાં વિ.સ.૧૩૪૨ (ઈ.સ.૧૨૮૬) આપેલ છે, પણ બહુમત વિદ્વાનો આ ઘટનાને એ સાલમાં બનેલી સ્વીકારતા નથી.

આ સિવાય અરજણજી ગોહિલ (ચોસલા) રા,માંડલિક ત્રીજો(બગસરા) અને વીજલ વાજાનો(જૂની

ફાંફણી) વગેરે પાળિયાઓ શંકાસ્પદ રહયા છે.નગીચાણા (જિ.જૂનાગઢ)ખાતે આવેલ દેવાત દેવાણંદ કામળિયાના વિ.સ.૧૭૬૯ કે૧૭૭૯ અંગે શંકા છે.[૨૧] આ સિવાય નગીચાણાના આહિરોના પાળિયા લોકજીવનમાં અન્ય નામો અને શ્રધ્ધાથી ઓળખાવા લાગ્યા છે કે તેઓને એ પાળિયાઓના સાચા લેખ ની વાત કરો તો પણ શ્રધ્ધાળુ હવે માને તેમ નથી.[૨૨]
છેલ્લે ૨૧મી સદીમાં આંબરડી (રાબાનું)માં ભરવાડ રમુ સિંધાનો તા.૭/૪/૨૦૦૯ના રોજ ઉભો કરાયેલ પાળિયો છે.[૨૩]

**(૯) સ્મારકરૂપ પાળિયાઓ.**

આમ તો જયારથી માનવજાત સમજણી થઈ એ વખતથી જ તેમના પૂર્વજોની યાદગીરી જાળવી રાખવા માટે જાતજાતના પ્રયત્નો કરવા લાગી હતી. ભારતીય જનમાનસમાં પાળિયાઓ ઉભા કરવા ની પ્રથાના મૂળ છેક મહાભારતનાકાળના સમયથી જાણવા મળે છે,બનાસકાંઠાના ધાનેરા તાલુકાના પાંચવડા ગામે સીપુ નદીના કિનારે ચિત્રવીર્ય અને વિચિત્રવીર્યના પાળિયા છે,જે બન્ને ભાઈના પાળિયા એક જ પથ્થરમાં કંડારેલ છે.
આ રીતે જ ઈજિપ્તના પિરામીડો બંધાયા હશે અને એ દાવે જ ભારતમાં બૌધ્ધધર્મના અનેક સ્તુપો બંધાયા હોય,એજ રીતે યુરોપિયનોની આલીશાન કબરો ઉભી થઈ.આ રીતે કયારેક પાળિયાઓને બદલે સ્મારક ઉભુ કરવાની પ્રથા અસ્તિત્વમાં આવી છે.આથી બ્રિટીશરોએ તા.૨૯/૧૨/૧૮૬૭ની વાઘેર બહારવટિયા અને દેશી રજવાડાની સંયુકત ફોજની વચ્ચેની થયેલી લડાઈના અંતે મરાયેલા અધિકારીઓ અને સૈનિકોના નામને અમર કરતા અંગ્રેજી અને ગુજરાતીમાં મોટા શિલાલેખ મૂકેલ છે. [૨૪]આવી જ રીતનો કેપ્ટન મેરિયટના મોતના સ્થળે ઈ.સ.૧૮૨૦માં દ્વારકામાં પણ એક સ્તંભ ઉભો કરવામાં આવેલ છે,તે દ્વારકાની દીવાદાંડી પાસે છે,જેના ઉપર ૨૭ લીટીનો અંગ્રેજી લેખ હતો.[૨૫]
મોરબીના મચ્છુ જળહોનારત પછી મૃતાત્માઓની સ્મૃતિ માટે સવત ૨૦૩૫ શ્રાવણવદ ૪ ને શનિવાર તા.૧૧/૮/૧૯૭૯નો એક વિશિષ્ટ પાળિયો મોરબીમા ઉભો કરવામા આવ્યોછે.
આ બધા સ્મારકોને પણ પાળિયાનારૂપના જ ગણવા જોઈએ.એજ રીતે રાજકોટના યુરોપિયન ખ્રિસ્તી કબ્રસ્તાનમાં પોલીટીકલ એજન્ટ જે.ડબલ્યુ.વોટસનની કબર છે,તેના ઉપરથી તેની મૃત્યુ તારીખ ૨૪/૩/૧૮૮૯ જાણવા મળે છે.

## મહત્ત્વના કેટલાક પાળિયાની સૂચિ.

| ક્રમ | પાળિયાનુંનામ | સમય | ગામ ,જિલ્લો | વિશેષ નોંધ |
|---|---|---|---|---|
| ૧ | વાણિજકનો પુત્ર | ઈ.સ.૨૦૦ | મૂળવાસર,જિ.જામનગર | મહાક્ષત્રપ રૂદ્રસેનના સમયનો પાળિયો. |
| ૨ | ગઢનો પાળિયો | ઈ.સ.૨૦૫ | હિંગોળગઢ,જિ.રાજકોટ | મહાક્ષત્રપ રૂદ્રસેનના સમયનો પાળિયો પણ તેને પાળિયા લેખ ગણવા અંગે શંકા છે. |
| ૩ | લાખાફૂલાણી | ૧૦મી સદી | આટકોટ, જિ.રાજકોટ | બુઢણપરી નદીને કાંઠે અંબાજીના મદિરે પથ્થરનો ઘડેલ અને બહાર અણઘડ પથ્થરનો લાખાના બે પાળિયા છે. |
| ૪ | ઉગાવાળા | ૧૦મી સદી | ચિત્રાસર, જિ.જૂનાગઢ | રા,કવાટે તેના મામા ઉગાવાળાને મારેલ. |
| ૫ | બ્રાહ્મણ સ્ત્રી | વિ.સં.૧૦૪૨ ભાદરવા સુદ ૧૦ | અમૃતવેલ, જિ.અમરેલી | બ્રાહ્મણે પોતાની પત્નિ અને પુત્રને બચાવવા જીવ ખોતા તેની પાછળ સતી |
| ૬ | નાગાર્જુન જેઠવા | ૧૦મી સદી | ઢાંક, જિ.રાજકોટ | ગંગાપરી ઝવેરપરીના મકાનમાં આ |

| | | | | |
|---|---|---|---|---|
| | તથા તેના ભાટ | | | બન્ને પાળિયા છે. |
| ૭ | રાખાયત બાબરિયા | ૧૧મી સદી | મેવાસા,કાલાવડ,<br>જિ.જામનગર | નંદાણિયા આહીરની વાડીમાં વડ નીચે પાળિયો છે. |
| ૮ | એભલવાળા | ૧૧મી સદી | પછેગામ,જિ.ભાવનગર | કુલ સાત એભલવાળા થયા છે. |
| ૯ | ઉગો બોદર | ૧૧મી સદી | બોડીદર, જિ.જૂનાગઢ | જૂનાગઢના રાજવંશને ફરી પ્રસ્થાપિત કરવા બલિદાન. |
| ૧૦ | માંગડાવાળા | ૧૨મી સદી | કંટાળા, જિ.અમરેલી | જોકે માંગડાવાળાની ખાંભી ધાતરવડ, ભાણવડ વગેરે સ્થળે પણ બતાવે છે. |
| ૧૧ | ગધેગાળની ખાંભી | ઈ.સ.૧૧૮૮ | પોરબંદર,જિ.પોરબંદર | આ પાળિયો હાલ સરતાનજીના ચોરામાં મૂકેલ છે. |
| ૧૨ | અરસીવાળા | ૧૨મી સદી | ગારિયા, જિ.રાજકોટ | આ પાળિયામાં અરસીવાળા પોતાના ગળામાં કટાર મારતા બતાવેલ છે. |
| ૧૩ | જોમબાઈ પરમાર | વિ.સં.૧૨૧૫<br>વૈશાખ સુદ ૩ | મૂળી, જિ.સુરેન્દ્રનગર | તેતરને આશરો આપતા બસ્સો જેટલા સોઢા પરમારો મરાયા અને જોમબાઈ સતી થયા. |
| ૧૪ | ઘુમલીના ૪૯ પાળિયાઓ | ઈ.સ.૧૨૬૨ | ઘુમલી,જિ. જામનગર | ઈ.સ.૧૮૩૭માં લી ગ્રાંટ જેકબે અહી ૧૦૦ પાળિયા હોવાનું નોંધ્યુ હતું , તેમાંથી આજે ૪૯ બચ્યા છે. |
| ૧૫ | સોનકંસારી | ઈ.સ.૧૨૯૦ | ઘુમલી,જિ. જામનગર | સોનકંસારી ડુંગર ઉપર સતી થયેલ. |
| ૧૬ | આહીર સાંગો | વિ.સં.૧૪૩૪<br>માગસર વદી ૯ | નગીચાણા, જિ.જૂનાગઢ | ગામનું રક્ષણ કરતા આહીર મરાયેલ. |
| ૧૭ | રાણ રાઉલ | વિ.સં.૧૪૪૦<br>આશ્વિન સુદી ૧૦ | રાણાવાવ, જિ.પોરબંદર | હાટી રાયગણને મારી નાંખવા માટે તુર્કનું માથુ નમાવરાવ્યું. |
| ૧૮ | ચાવડા યૌધ્ધો | વિ.સં.૧૪૪૪<br>માગસર વદી અમાસ | મેસવાણ, જિ.જૂનાગઢ | યુધ્ધમાં મરાયો. |
| ૧૯ | નાયકીબાઈ | વિ.સં.૧૪૪૮<br>ફાગણ સુદ ૧ | બગસરા,(સીલ)જૂનાગઢ | પતશીની માતા નાયકીબાઈ સતી થયેલ. |
| ૨૦ | ભીમા પૂના પટેલ | વિ.સં.૧૪૫૦<br>ભાદરવા વદ ૨ | ગોરેજ ,જિ.જૂનાગઢ | ગાયોના રક્ષણ અર્થે બલિદાન. |
| ૨૧ | સતીનો પાળિયો | વિ.સં.૧૪૫૦<br>ભાદરવા સુદ ૯ | ચોરવાડ,જિ.જૂનાગઢ | ચુડાસમા યૌધ્ધાની પાછળ સતી થયલ. |
| ૨૨ | મોખડાજી ગોહિલ | ઈ.સ.૧૩૪૭ | ઘોઘા ,જિ.ભાવનગર | આજે આ પાળિયા ઉપર દેરી બનાવેલ છે. |
| ૨૩ | ચુડાસમા યૌધ્ધો | વિ.સં.૧૪૫૦ | માંગરોળ, જિ.જૂનાગઢ | યુધ્ધમાં મરાયો. |
| ૨૪ | કરણા દેત | વિ.સં.૧૪૫૬ | ઘીણકી, જિ. જામનગર | ગોગ્રહમાં વીરગતિ |
| ૨૫ | ચાંપરાજવાળા એભલવાળા | ૧૪મી સદી | જેતપુર અને લાઠી<br>જિ.રાજકોટ,જિ.અમરેલી | ચાંપરાજવાળાએ કમળપૂજા જેતપુર કરેલી અને ધડ લાઠીમાં પડેલું ત્યાં પાળિયો છે |
| ૨૬ | જોગડો ઢોલી | ૧૪મી સદી | જેતપુર જિ.રાજકોટ | ચાંપરાજવાળાની મુસ્લિમ સુબાની સામે લડાઈ વખતે મર્યો. |
| ૨૭ | હમીરજી ગોહિલ | ૧૪મી સદી | પ્રભાસ પાટણ,<br>જિ. જૂનાગઢ | સોમનાથ મંદિરને બચાવવા મુસ્લિમ લશ્કર સામે લડતા મરાયા. |
| ૨૮ | વેગડો ભીલ | ૧૪મી સદી | પ્રભાસપાટણ<br>જિ. જૂનાગઢ | સોમનાથ મંદિરને બચાવવા મુસ્લિમ લશ્કર સામે લડતા હમીરજી સાથે મરાયો. |
| ૨૯ | સુરાજી વાળા | ૧૪મી સદી | ત્રાપજ,જિ.ભાવનગર | જેના માથાનો પાળિયો માથાવડમાં છે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦ | આહીર વીતો | વિ.સં.૧૪૭૦ અષાઢ વદી ૭ | મેસવાણ,જિ. જૂનાગઢ | લડાઈમાં આહીર મરાયો. |
| ૩૧ | ધામલિયા | વિ.સં.૧૪૭૧ ભાદ્રપદ વદી ૪ | વાઘેલાણા,જિ.જૂનાગઢ | આ પાળિયા ઉપર રા,મેલિગના કાળના બે વ્યકિતની મૃત્યુ નોંધ. |
| ૩૨ | નાનો | વિ.સં.૧૪૮૫ જયેષ્ઠ સુદ ૬ | ચોરવાડ,જિ.જૂનાગઢ | યુધ્ધમાં મરાયો. |
| ૩૩ | ખવો આહીર | વિ.સં.૧૪૮૮ માગસર સુદ ૫ | મેસવાણ,જિ. જૂનાગઢ | ગાયોનું રક્ષણ કરતા મરાયો. |
| ૩૪ | ધણાણિયા પૂંજા | વિ.સં.૧૪૯૫ માઘસુદ ૩ | મેસવાણ,જિ. જૂનાગઢ | ગાયોનું રક્ષણ કરતા મરાયો. |
| ૩૫ | વાજા યૌધ્ધો | વિ.સં.૧૪૯૯ | લોઢવા,જિ.જૂનાગઢ | વાજા રાજા રામદેવના સમયનો પાળિયો. |
| ૩૬ | રાજા બાપજી | વિ.સં.૧૫૧૦ | ઝાંઝમેર,જિ.ભાવનગર | ઝાંઝમેરના શાસકનો પાળિયો. |
| ૩૭ | જૈતાવાળા | વિ.સં.૧૫૧૪ | વાવેરા,જિ.અમરેલી | ગાયોનું રક્ષણ કરતા કાઠી દરબાર મરાયા. |
| ૩૮ | અજાણ્યો યૌધ્ધો | વિ.સં.૧૫૨૪ માઘસુદ ૨ | જેગડવા,જિ.સુરેન્દ્રનગર | ધ્રાંગધ્રાના ઝાલા રાજવીના શાસનકાળ નો પાળિયો. |
| ૩૯ | રા,માંડલિક ત્રીજો | વિ.સં.૧૫૨૮ | બગસરા,જિ.અમરેલી | આઈ નાગબાઈના રથના પૈડે માથુ વધેરી મોત સુધાર્યુ તેની ખાંભી બગસરાની સાતલ્લી નદીમાં છે. |
| ૪૦ | ધસરા મુંજા પીઠીયા | વિ.સં.૧૫૪૦ | નગીચાણા,જિ.જૂનાગઢ | ગાયોનું રક્ષણ કરતા આહીર મરાયો. |
| ૪૧ | શામળ રૂડા સુતાર | વિ.સં.૧૫૫૩ | ભાવનગર,જિ.ભાવનગર | બાદશાહ મહમદના સમયમાં મરાયો. |
| ૪૨ | વિહળ રાબા સહિત ૧૨ મિત્રો અને માજુ રબારણ | ૧૫મી સદી | આંબરડી (રાબાનું) જિ.સુરેન્દ્રનગર | આજે આ પાળિયા ઉપર મકાન બાંધ્યુ છે અને આ પાળિયા સાવ નાના અણઘડ છે. |
| ૪૩ | ભૂચરમોરીની લડાઈની ખાંભીઓ | ઈ.સ.૧૫૯૧ | ધ્રોળ, જિ.જામનગર | આ લડાઈના મેદાનમાં નાગાબાવા સહિતના અનેક પાળિયા છે. |
| ૪૪ | ભોજરાજજીની રાણીઓ | વિ.સં.૧૬૭૭ પોષવદ ૭ | માથક, જિ.સુરેન્દ્રનગર | ધ્રાંગધ્રાના મહારાણા ચંદ્રસિંહજીના કુંવરના રાણીઓ સતી થયા. |
| ૪૫ | મહારાણા સરતાનજી | વિ.સં.૧૬૭૯ ચૈત્ર સુદ ૧૦ | વાંકાનેર, જિ.રાજકોટ | વાંકાનેર રાજયના સ્થાપકનો આ પાળિયો છે,તેના પાછળ તેમના રાણી પ્રાણવતીબા સતી થયા. |
| ૪૬ | રૂડીબાઈ | વિ.સં.૧૬૮૮ કારતક સુદ ૫ | દહીસરા, જિ. રાજકોટ | સતી થયેલ બાઈનો પાળિયો. |
| ૪૭ | રાઠોડમાં (સતી) | વિ.સં.૧૬૯૯ વૈશાખ સુદ ૨ | વઢવાણ, જિ.સુરેન્દ્રનગર | જે વઢવાણ રાજયના સ્થાપક રાજોજી ના રાણી હતા અને રાઠોડના દીકરી હતા. |
| ૪૮ | જામ રાજસિંહજી તથા કુંવર બામણિયાજી | વિ.સં.૧૭૧૯ ફાગણ વદ ૩ | શેખપાટ, જિ.જામનગર | યુધ્ધમાં મોત થયેલના બે પાળિયાઓ. |
| ૪૯ | રાણા સંગ્રામજી અને રાણા અખેરાજજી | વિ.સં.૧૭૨૦ ભાદરવા સુદ ૧ | બેટ ,જિ.જામનગર | આ બન્ને આરંભડા અને બેટના વાઢેર હતા. |
| ૫૦ | લાખાજી ગોહેલ | વિ.સં.૧૭૨૨ આશ્વિન સુદ ૮ | હળવદ, જિ.સુરેન્દ્રનગર | લાખાજી ગોહેલ મહારાણા ગજસિંહજી વતી યુધ્ધ કરતા મૃત્યુ પામ્યા તેથી તેનો પાળિયો છત્રી ખંભીમાં ઉભો કર્યો છે. |
| ૫૧ | પાઠક ધનજી | વિ.સં.૧૭૩૫ શ્રાવણ વદ ૨ | મૂળી, જિ.સુરેન્દ્રનગર | પરમાર વિસાજીના મૃત્યુના સમાચાર મળતા આ બ્રાહ્મણે પોતાને કટાર મારી આત્મહત્યા કરી. |
| ૫૨ | રાણા ભીમ | વિ.સં.૧૭૩૮ જેઠ સુદ ૫ | બેટ ,જિ.જામનગર | આ વાઢેર રાજા હોવાનો સંભવ છે. |
| ૫૩ | પાંડારિયો રાણો | વિ.સં.૧૭૪૫ | મવાણા ,જિ.જામનગર | વાઘેરો સાથેની લડાઈમાં મૃત્યુ. |

| | | | | |
|---|---|---|---|---|
| | | માઘવદ ૭ | | |
| ૫૪ | રાઓલ સુરસિંહજી | વિ.સં.૧૭૪૮<br>માઘસુદ ૧૨ | બાડી,જિ.ભાવનગર | મુસ્લિમ ફોજની સાથે લડતા મરાયા. |
| ૫૫ | વસાજી ગોહેલ | વિ.સં.૧૭૪૯<br>વૈશાખ સુદ ૧૦ | હળવદ, જિ.સુરેન્દ્રનગર | મહારાણા જસવંતસિંહજી વતી યુધ્ધ કરતા મરાયા. |
| ૫૬ | કુંવર વિભાજી | વિ.સં.૧૭૫૧<br>કારતક સુદ ૧૩ | ખંભાળિયા,જિ.જામનગર | કુંવરનું મૃત્યુ. |
| ૫૭ | ભગવતસિંહજી | વિ.સં.૧૭૫૨<br>વૈશાખ સુદ૧ | થાનગઢ, જિ.સુરેન્દ્રનગર | કચ્છના સૈન્યોએ થાન ઉપર હુમલો કરતા તે વખતે મરાયા. |
| ૫૮ | સંગ્રામસિંહ ઝાલા | વિ.સં.૧૭૫૭<br>ભાદરવા વદ ૧૩ | થાનગઢ, જિ.સુરેન્દ્રનગર | ગાયોનું રક્ષણ કરતા મરાયા. |
| ૫૯ | રણમલ પીઠિયા | વિ.સં.૧૭૫૮<br>જેઠ સુદ ૯ | નગીચાણા ,જિ.જૂનાગઢ | રણમલ વેજાણંદ પીઠિયા લડાઈમાં મરાયો. |
| ૬૦ | દેવાત દેવાણંદ કામળિયા | વિ.સં.૧૭૬૯ અથવા<br>વિ.સં.૧૭૭૯ | નગીચાણા ,જિ.જૂનાગઢ | લડાઈમાં મૃત્યુ. |
| ૬૧ | પ્રતાપસિંહજી ઝાલા | વિ.સં.૧૭૭૬<br>ભાદરવા સુદ ૧૦ | થાનગઢ, જિ.સુરેન્દ્રનગર | થાન પર ત્રાટકેલા શત્રુને હટાવતા લડતા મરાયા. |
| ૬૨ | રૂપકુંવરબા ચુડાસમા | વિ.સં.૧૭૮૧<br>શ્રાવણ સુદ ૬ | શિયાણી, જિ.સુરેન્દ્રનગર | મહારાણા ભોજરાજજીની પાછળ તેના રાણી સતી થયા. |
| ૬૩ | આઈ જીવણી | ઈ.સ.૧૭૩૩ | સરધાર, જિ.રાજકોટ | આ પાળિયાથી દૂર બાકરખાનની કબર રાંગને કાંઠે છે. |
| ૬૪ | કુમાર અમરસિંહજી | વિ.સં.૧૭૯૪<br>જયેષ્ઠ સુદી ૧૦ | લીબડી, જિ.સુરેન્દ્રનગર | તેઓ પાળિયાદના કાઠી દરબારો સાથે લડતા મરાયા. |
| ૬૫ | વિસાજી જાડેજા | વિ.સં.૧૭૯૭<br>માગસર સુદ ૧૪ | મોરબી, જિ.રાજકોટ | મોરબીના ઠાકોર સાહેબ અલિયાજીની મદદમાં મરાયા. |
| ૬૬ | હાડીમા (સતીમા) | વિ.સં.૧૭૯૭<br>શ્રાવણ વદ ૫ | વઢવાણ, જિ.સુરેન્દ્રનગર | મહારાણા અર્જુનસિંહના રાણી અને હાડાના દીકરી જે અહીં સતી થયા. |
| ૬૭ | સરૂ ડોસો | ઈ.સ.૧૮૦૦<br>આસપાસ | લાખણકા, જિ.ભાવનગર | ખાચર દરબારનો મેમણ કામદાર ગામ બચાવતા કામ આવ્યો |
| ૬ | બારોટ બાઈ | ઈ.સ.૧૮૦૦<br>આસપાસ | શિહોર, જિ.ભાવનગર | શિહોરમાં સુરકા દરવાજે સતી થયા.. |
| ૬૯ | કૂતરો | ઈ.સ.૧૮૦૦<br>આસપાસ | કેવદ્રા, જિ.જૂનાગઢ | મોચી રાધાબાઈની કૂતરીને દેવીપૂજકો એ મારી નાંખી હતી તેની ખાંભી. |
| ૭૦ | સામતવાળા અને કાંધાવાળા | ઈ.સ.૧૮૨૦<br>આસપાસ | ટીબલા,જિ.અમરેલી | આ ખાંભી ગામના રામજીમંદિરે છે. |
| ૭૧ | કાળો લાખણોતરિયા (આહીર) | ઈ.સ.૧૮૨૦<br>આસપાસ | દાતરડી,જિ.ભાવનગર | જોગાદાસ ખુમાણે કાળાનું માથુ વાઢીને હનુમાનજીને ચડાવ્યુ હતું |
| ૭૨ | હાદા ખુમાણ | ઈ.સ.૧૮૨૫<br>આસપાસ | ઘુઘરાળા,જિ. અમરેલી | જોગીદાસ ખુમાણના પિતા ભાવનગર ની ફોજ સાથે લડતા મરાયા. |
| ૭૩ | સોબાઈ ચાંપરાજવાળા | વિ.સ.૧૮૮૮ | ચાંપાથળ,જિ. અમરેલી | ચાંપાથળના ચાંપરાજવાળા ગામ લુંટવાઆવેલ ધાડપાડુઓ સાથે લડતા મરાતા તેમના પત્નિ (જેબલિયાના દીકરી)સતી થયા. |
| ૭૪ | રાહો ડેર (આહીર) | ઈ.સ.૧૮૪૦<br>આસપાસ | ચાવંડ,જિ. અમરેલી | બહારવટિયા સાથે લડતા મરાયા તેનો રાસડો પણ મળે છે. |
| ૭૫ | આઈ કુંવરબા | ઈ.સ.૧૮૪૦<br>આસપાસ | ભીમોરા,જિ.સુરેન્દ્રનગર | નાજા ખાચરના બહેન નાજા ખાચરની પાછળ બહેન ભાવે સતી થયા. |
| ૭૬ | પુનરવ એકલીયો | ઈ.સ.૧૮૮૦ | જસદણ,જિ.રાજકોટ | આલા ખાચર પહેલાના સમયમાં |

| | | | | |
|---|---|---|---|---|
| | | આસપાસ | | જસદણ રાજ સામે બહારવટું. |
| ૭૭ | મહિયાઓના ૮૧ પાળિયા | તા.૨૮/૧/૧૮૮૩ | કનડો ડુંગર ,જિ.જૂનાગઢ | નિહત્થા ૮૧ મહિયાને નવાબ બહાદૂરખાન ત્રીજાના લશ્કરે મારી નાંખ્યા.તેના અણઘડેલા પાળિયા. |
| ૭૮ | ઘોડીનો પાળિયો | તા.૨/૨/૧૮૯૭ | ચોટીલા,જિ.સુરેન્દ્રનગર | અંગ્રેજ અધિકારીની ઘોડીનોપાળિયો માતાજીના ડુંગરના પગથિયાએ છે. |
| ૭૯ | માણેક બહારવટિયા | ૧૯મી સદી | વાછોડા,જિ. જામનગર | આ અણઘડ ખાંભીઓ એક હરિજનના ફળિયામાં છે. |
| ૮૦ | હેબર્ટ અને લાટુચ | ૧૯મી સદી | માછરડા,જિ. જામનગર | આ સ્થળે ખાંભાને બદલે અંગ્રેજોએ કબર ઉપર સ્તંભ ઉભો કરી સ્મારક કરેલ પણ તે ઈ.સ.૨૦૦૦ના ધરતીકંપ માં નાશ પામેલ છે. |
| ૮૧ | નાથો મોઢવાડિયો | ૧૯મી સદી | સોઢાણા,જિ. પોરબંદર | જામનગર રાજ્ય સામે બહારવટે ચડેલ. |
| ૮૨ | કરણા ગોલ | ૧૯મી સદી | ચોટીલા,જિ.સુરેન્દ્રનગર | જેણે ચોટીલામાં ત્રાગુ કરી તેલવાળો ડગલો પહેરી બળી મરેલ. |
| ૮૩ | કાનો ઢોલી | ૧૯મી સદી | સુદામડા,જિ.સુરેન્દ્રનગર | કાનિયો ઝાંપડો. |
| ૮૪ | ઓઢા ખાચર | ૧૯મી સદી | ચોબારી,જિ.સુરેન્દ્રનગર | ભીમોરાના શીલવંત ઓઢા ખાચર. |
| ૮૫ | આઈ ભરાડી | સમય અનિર્ણિત | રામપર,જિ. જામનગર | આઈએ સંધીને શ્રાપ આપેલ અને સતી થયેલની ખાંભી. |
| ૮૬ | અનામી બાઈ | સમય અનિર્ણિત | અમૃતવેલ જિ.અમરેલી | ધણીની નામર્દાઈથી પોતાની છેડતીનો બદલો ન લેતા સતી થઈ. |
| ૮૭ | આઈ અને ગાય | સમય અનિર્ણિત | રોણાજ ,જિ.જૂનાગઢ | ગાયને સિંહે ફાડી ખાધાથી તેની પાછળ સતી થઈ. |
| ૮૮ | બ્રાહ્મણનો પાળિયો | સમય અનિર્ણિત | લાલાવદર, જિ.અમરેલી | ગાયને દીપડે પકડતા દીપડા સાથે બાજીને મૃત્યુ પામ્યો તેની ખાંભી. |
| ૮૯ | નવ ખાંભી | સમય અનિર્ણિત | સિસાંગ,જિ. જામનગર | ઘોડી માટે નવ જણ મરાયા. |
| ૯૦ | દરબાર અને ભરવાડ | સમય અનિર્ણિત | છાપરા, | ગાયને બચાવતા બલિદાન. |
| ૯૧ | ગોસાઈ | સમય અનિર્ણિત | બળધોઈ,જિ.રાજકોટ | બાળ રાજવીનો દરબારગઢ લુંટાતો બચાવતા બલિદાન. |
| ૯૨ | કુંભાર અને હરિજન | સમય અનિણિત | મેઘપર,જિ. જામનગર | ગામ ભાંગતા ધાડપાડુ સામે લડતા બન્ને મરાયા. |
| ૯૩ | તરગાળો | સમય અનિર્ણિત | બગથળા,જિ. રાજકોટ | ધાડપાડુ સામે લડતા મરાયો. |
| ૯૪ | દેવજારિયાના કાઠી દરબારો | સમય અનિર્ણિત | ખારા, જિ.અમરેલી | આ ખાંભીઓ રામજીમંદિરના ચોક માં છે. |
| ૯૫ | નવ બ્રાહ્મણો | સમય અનિર્ણિત | ઈંગોરાળા, જિ.અમરેલી | ત્રાગા કરીને મર્યા જેની ખાંભીઓ રામજી મંદિરની ઓસરીમાં છે |
| ૯૬ | વાણિયા | સમય અનિર્ણિત | નગીચાણા ,જિ.જૂનાગઢ | લુંટારા સાથે લડતા મરાયા. |
| ૯૭ | બોકડો અને ભરવાડ | સમય અનિર્ણિત | તીથવા,જિ. રાજકોટ | પશુઓની ખાંભીમાં આ વિશિષ્ટ છે. |
| ૯૮ | ભંગીઓ | સમય અનિર્ણિત | મહિકા,જિ. રાજકોટ | ગામનું રક્ષણ કરતા બે જણ મરાયા. |
| ૯૯ | પીઠા કહોર | સમય અનિર્ણિત | સનાળી,જિ.અમરેલી | ભાકુંભાના આરબો સાથે લડતા મરાયા. |
| ૧૦૦ | બાવીસ બહેનો | સમય અનિર્ણિત | મીતીગામ,જિ.જામનગર | પોતાના રોઝનો શિકાર કરતા તેની પાછળ ૨૨ બહેનો સતી થયા |
| ૧૦૧ | ૧૪૭ આઈઓ | સમય અનિર્ણિત | સતીયા,જિ.જામનગર | રોઝને આશરો દેતા તેને શિકારીએ મારતા તેની પાછળ ૧૪૭ આઈઓ સતી થઈ. |
| ૧૦૨ | અરજણજી ગોહિલ | સમય અનિર્ણિત | ચોસલા, જિ.ભાવનગર | લાઠીના કુમાર શિવપૂજા કરતા વીજલ વાજાએ માર્યો તેનો પાળિયો. |
| ૧૦૩ | રત્ના જોગારાણા | સમય અનિર્ણિત | પિયાવા,જિ.અમરેલી | કાઠી દરબારની દીકરીને બહેન |

| | | | | |
|---|---|---|---|---|
| | ભરવાડ | | | માનેલ તેનો ગરાસ ખાલસા ન કરવા દેતા મરાયો. |
| ૧૦૪ | ખીમરો અને લોડણ | સમય અનિર્ણિત | રાવલ,જિ.જામનગર | અહી ખીમરાની તથા લોડણ અને તેના ભાઈની ખાંભી છે. |
| ૧૦૫ | પતિ સતો | સમય અનિર્ણિત | નગીચાણા ,જિ.જૂનાગઢ | પત્નિની પાછળ પતિ લાખણશી સતો થયો. |
| ૧૦૬ | રમુ સીધા ભરવાડ | વીસમી સદી | આંબરડી (રાબાનું) જિ.સુરેન્દ્રનગર | આ ભરવાડ અહીના તળાવમાં કોઈને માછલા મારવા ન દેતા તેનું( વિ.સ.૨૦૩૫) ખૂન થયું તેવુ સંશોધન પ્રવાસમાં જાણ્યુ હતું આ પાળિયો તા.૭/૪/૨૦૦૯ ના ઉભો કર્યો છે. |
| | | | | |
| | | | | |

**પાળિયાઓનું મહત્ત્વ**

પાળિયા ઉપરથી વેશભૂષા,કેશવિન્યાસ,અંલકારો,હથિયારો અને જે તે સમયની સંસ્કૃતિ અને ઘટના અને ઈતિહાસનો ખ્યાલ મેળવી શકાય છે.બગસરાના છેલ્લા રાજવી દ.શ્રી ભાયાવાળા સાહેબ અને કુમારશ્રી વાલેરાવાળાસાહેબના પાળિયામાં તેમની અસલ મુખાકૃતિ જેવી જ આબેહૂબ કોતરેલી છે. ઈતિહાસની ખૂટતી કડી મેળવવામાં ઉપયોગી બને છે,જે સમકાલીન હોવાથી તેમાં સત્યતાનું પ્રમાણ વધારે હોય છે.પાળિયાના અભ્યાસ કરનારે સૌપ્રથમ તો ભાષા,લિપિ અને જે તે પ્રદેશનો ઈતિહાસ, સંસ્કૃતિ,જ્ઞાતિઓનો ઈતિહાસ અને તળપદા શબ્દોના અને ગામઠી બોલીનું જાણકાર બનવું જોઈએ.આ લેખમાં જરૂરી એવા ૧૦૬ પાળિયાઓ સમય સહિત આપ્યા છે,બાકી તો હજારો પાળિયા છે તેને આ સમયે લાચારીથી છોડવા પડયા છે.

સૌરાષ્ટ્રમાંથી રાજપૂત,કાઠીદરબાર,આહીર, મેર,કોળી ,સુતાર,હરિજન,ભંગી,ભીલ,બ્રાહ્મણ,ચારણ ,બાવાજી,મુસ્લિમ,રબારી,ભરવાડ,કુંભાર,તરગાળા વગેરેના પાળિયાઓ મળ્યા છે તેનો અહીં આછેરો પરિચય કરાવ્યાનો સંતોષ છે.પાળિયાએ આપણો સાંસ્કૃતિક વારસો તથા લોક સંસ્કૃતિના પ્રતિક અને ઈતિહાસના પાકા પુરાવાઓ છે.

## પાદનોંધ

(૧) જાની,(ડૉ.) વર્ષાબેન **'સૌરાષ્ટ્રના પાળિયા ઈ.સ.૧૫૦૦ સુધી'** અમદાવાદ,પ્ર આ.ઈ.સ.૧૯૯૨, પૃ.૫૩.
(૨) ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'**(પીએચ.ડી.નો પ્રગટ મહાનિબંધ) સણોસરા,પ્ર આ. ઈ.સ.૨૦૦૬, પૃ.૨૯૭.
(૩ ) પરમાર,જયમલ્લ(સંપાદક) **'ભાગું તો ભોમકા લાજે'** રાજકોટ,પ્ર ૧૯૯૪, પૃ.૨૮૭.
(૪) રત્નુ, માવદાનજી **'યદુવંશપ્રકાશ'** કાલાવાડ,પ્ર આ.ઈ.સ.૧૯૩૪, પૃ.૧૩૨.
(૫) ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'ભૂચરમોરીની લડાઈ'** સૂકી સાજડિયાળી,પ્ર આ.ઈ.સ.૨૦૦૦, પૃ.૧૧.
(૬) ભીમોરાની (જિ.સુરેન્દ્રનગર) સ્થળતપાસ અને ત્યાંના સંશોધન પ્રવાસને આધારે.
(૭) ધર્મસંદેશ, **'પાદરના પાળિયા (વિશેષાંક)** તા.૧/૬/૧૯૭૬,પૃ.૧૧.
(૮) ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** પૂર્વોકત ગ્રંથ, પૃ.૧૦૯.
(૯) દેશી રાજય (માસિક) વર્ષ,૫, અંક ૧૨, પૃ.૧૬.
(૧૦) લીલા,મેકરણભાઈ ગ. **'રણવીર ચાંપરાજવાળા'** સાંણથળી,વર્ષ છાપેલ નથી.પૃ.૬.
(૧૧) જાની, (ડૉ.) વર્ષા **'સૌરાષ્ટ્રના પાળિયા ઈ.સ.૧૫૦૦ સુધી',** પૂર્વોકત ગ્રંથ પૃ.૮૮.
(૧૨) શ્રી આર. એમ.ખાચર વગડિયાની (જિ.સુરેન્દ્રનગર) રૂબરૂ મુલાકાતને આધારે.

(૧૩) ધંધુસરની (જિ.જૂનાગઢ) સ્થળતપાસ અને ત્યાંના સંશોધન પ્રવાસને આધારે.
(૧૪) પરમાર,જયમલ્લ(સંપાદક) **'ભાગું તો ભોમકા લાજે'** પૂર્વોકત ગ્રંથ , પૃ.૨૮૭.
(૧૫) ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** પૂર્વોકત ગ્રંથ, પૃ.૧૦૯.
(૧૬) ઓઝા,વજેશંકર **'ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ 'ભાગ ૧** ભાવનગર,પ્ર.આ.ઈ.સ.૧૮૮૫,પ.૩૮.
(૧૭) શાસ્ત્રી, (ડૉ.) હરિપ્રસાદ ગં. **'ગુજરાતના ઐતિહાસિક લેખો 'ભાગ ૪**,મુંબઈ,પ્ર.આ.ઈ.સ.૧૯૭૯, પૃ.૮૪.
(૧૮) ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** પૂર્વોકત ગ્રંથ, પૃ.૨૯૯.
(૧૯) ડિસ્કળકર ડી.બી. **'ઈન્સક્રિપ્શન્સ ઓફ કાઠિયાવાડ'** મુંબઈ,પ્ર.આ.ઈ.સ.૧૯૪૪,લેખ ,ન.૬૨.
(૨૦) પંજવાણી, મુળજી છ. **'અક્ષરધામ ગઢપુર'** ગઢડા,પ્ર.આ.ઈ.સ.૧૯૯૩,પૃ.૪૮.
(૨૧) શાસ્ત્રી, (ડૉ.) હરિપ્રસાદ ગં. **'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ ૫**,મુંબઈ,પ્ર.આ.ઈ.સ.૧૯૮૦, પૃ.૯૭.
(૨૨) પીઠિયા, સરમણભાઈ ડી. કેશોદની (જિ.જૂનાગઢ) રૂબરૂ મુલાકાતને આધારે.
(૨૩) આંબરડી(રાબાનું) ગામની (જિ.સુરેન્દ્રનગર) સંશોધન મુલાકાતને આધારે.
(૨૪) ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'તવારીખ'** જૂનાગઢ,પ્ર.આ.ઈ.સ.૨૦૦૪, પૃ.૩૫.
(૨૫) જોષી, કલ્યાણરાય ન. **' દ્વારકા વસઈના પુરાણા અવશેષો'** રાજકોટ,પ્ર.આ.પૃ.૨૨.

## તસવીરો

(૧) ઢાંકના (જિ.રાજકોટ) નાગાર્જુન જેઠવા અનુ તેના ભાટના મસ્તકના પાળિયા,ઢાંક.
(૨) ઓડદરના (જિ.પોરબંદર) જોડિયા પાળિયા.
(૩) દ.શ્રી ચાંપરાજવાળા એભલવાળાનું મસ્તક ચડયાવાળુ મંદિર.જેતપુર,(જિ.રાજકોટ).
(૪) ૨૧મી સદીનો ભરવાડ રમુ સિંધાનો તા.૯/૪/૨૦૦૯નો પાળિયો,આબરડી રાબાનું (જિ.સુરેન્દ્રનગર)
(૫) મચ્છુ જળ હોનારતના મૃતાત્માઓની સ્મૃતિરૂપ પાળિયો,મોરબી,(જિ.રાજકોટ).


મચ્છુ જળ હોનારત
મૃતાત્માઓની
-: સ્મૃતિ :-
સં. ૨૦૩૫ શ્રાવણ વદ ૪ શનિવાર
તા. ૧૧-૮-૧૯૭૯